[illegible]ભવ. પ્રથમ ગુચ્છ.

સ્વરાજ તે જન્મસિદ્ધ હક છે, સ્વરાજ સુતરના તાંતણે છે;
સ્વરાજ અહિંસાધર્મમાં છે, સ્વરાજ શાન્તિ ગુણમાં છે.



# સ્વરાજ પુષ્પ.

લેખક:-'મનવન્ત'

પ્રસિદ્ધકર્તા:-પ્રભુલાલ માણેકલાલ દવે,
દેશાઇ પોળ, (સુથારખાંચા) અમદાવાદ.

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦] [ઇ. સ. ૧૯૨૪



કીં. ૦-૧-૦.

॥ राष्ट्रदेवोभव ॥

તીલક જયતી ! ગાંધી જયતી !

# સ્વરાજ પુષ્પ.

(૧)

## હીંદ દેવીનું પુજન.

ચાલોરે બ્હેનો હીંદ દેવીને ભાવથી ચંદન કરવા;
કામ ક્રોધ મદ મોહ તજીને ભાવથી ચંદન કરવા,

ધર્મ સત્ય દયા તણાં પુષ્પો લઇને (૨)
હીંદ દેવીને પહેરાવવા.... .... ....ચાલોરે૦

હીંદ વાટીકામાં અમૃત લઇને (૨)
નામ અમરતમ કરવા.... .... ....ચાલોરે૦

જશ અમરના જગમાં ફેલાવીએ;
ધન્ય ધન્ય દીન બેની હીંદનો ગઇએ.... ....ચાલોરે૦

તા. ૧૨-૩-૨૧ "મનવન્ત"

---

(૨)

## અભિલાષા.

હરે મન ? એજ માગ્યા વરદાન ! (૨)
રાષ્ટ્રિય યજ્ઞની આહુતિમાં—
શરીર બને બળવાન,

આત્મ યજ્ઞની ધુની માંહી—
ચલીત થાય નવ પ્રાણ. હુરે૦ ૧
થાય નહિ કદી અંતરથી—
અળગી જન્મ–ભૂમિ સુખ ખાણ,
વિભુ ! અમ જગ માંહી—
ઉપજે પુરૂષ મહાન. હુરે૦ ૨
લે૦ મનવન્ત.



( ૩ )

## અમારી ભારતી સ્વર્ગ સમાન.

અમ જીવનનાં પ્રાણ !
અમારી ભારતી સ્વર્ગ સમાન ? ?
રસભર રજની પૂર્ણ રસાળી,
પુણ્યવતી ગુણવાન;
હિમાચળનાં શૃંગપરે જ્યાં,
દેવો ગાતા ગાન.
અમારી ભારતી સ્વર્ગ સમાન ! ! ૧
રામકૃષ્ણ સમ ધર્મ ધુરંધર,
ભિષ્મ સમા બળવાન;
કર્મવીર અરજુન સમ જન્મ્યા,
વીર રત્નની ખાણ.
અમારી ભારતી સ્વર્ગ સમાન ! ! ૨

૩

રમ્ય તપોવન ઋષિ–મુનીવરનું,
કર્મયોગનું સ્થાન;
દિવ્ય અમારૂં નંદન વન આ,
દેવ કરે સનમાન !!
અમારી ભારતી સ્વર્ગ સમાન ! ! ૩

અમર કીર્તિનાં સૂર્ય કિરણ જ્યાં,
નિત્ય કરાવે સ્નાન;
ગૌરવતા ઝળકે સ્થળ સ્થળમાં,
મન બનતાં મસ્તાન.
અમારી ભારતી સ્વર્ગ સમાન ! ! ૪

આખલ વિશ્વમાં પવિત્રતાનું,
ઉજવળ જે ઉદ્યાન;
પ્રેમ શૌર્યની સુગંધ મ્હેકે.
અવિચળ ધર્મ નિશાન.
અમારી ભારતી સ્વર્ગ સમાન ! ! ૫

પ્રાણ થકી પણ અધિક ગણીને;
પોષતી જે સંતાન;
એ ઉપકારી માત અમારી, તન મન ધન કુરબાન
અમોને સ્વતંત્રતાનું તાન,
અમારી ભારતી સ્વર્ગ સમાન ! ! ૬

## ( ૪ )

# દેવી વીણા.

### ઓધવજી—રાગ.

દેવી વીણા સાંભળવાને કારણે,
માતૃભૂમિના વિરલ યોદ્ધા આવજો;—
જીવનના સંદેશા સુણવા કરણે,
ષડરીપુનો કરજો હરદમ નાશજો. દેવી૦ ૧

વીણા હરદમ સાંભળવાને કારણે,
કુટીલતા સ્વપ્ને તમે વીસારજો;—
જીવન નૌકામાં બેસીને આ બંધુઓ,
શાન્તીનું હથીઆર હસ્તમાં ધારજો. દેવી૦ ૨

ધનવાન મોટેરાં મારા બન્ધુઓ,
આવો સાંભળવા દેવીનો અવાજજો;—
ઘર ઘર વીણા અજબ તેની સાંભળી,
મોહી રહ્યું છે આખુ હિંદુસ્થાનજો. દેવી૦ ૩

આસો વદ ૦)) "મનવન્ત"

## ( ૫ )

## મોહનજી !

ભારતનો સરદાર.... ....મોહનજી ?
યુગોયુગ ઘડનાર.... .... „ ?
ધેનુંનો રખવાળ.... .... „ ?
વસ્ત્રો તણા દેનાર.... .... „ ?
કંભતણા હણનાર.... .... „ ?
વેણુંનો ધરનાર.... .... „ ?
ગોપીનો સરદાર.... .... „ ?
શાસ્ત્રોતણો આધાર .... „ ?
ઉપવનનો સરદાર.... .... „ ?
સુખી ભારત કરનાર .... „ ?
ભૂદેવનો પ્રતિપાળ.... .... „ ?
યોગીઓનો સરદાર .... „ ?
સુરને સુર દેનાર.... .... „ ?
પ્રલ્હાદનો રખવાળ .... „ ?
અહિંસા વ્રત ધરનાર .... „ ?
ગાંધીનો અવતાર.... .... „ ?

“ હવે મંદીર ” ગાંધી જયંતી

“ મનવન્ત ”

---

( ૬ )

## શૂરવીર,

### સવૈયા.

મહેમદાવાદના શુરવીર બન્ધુ, તમે વસીયા જેલ મહી;
લોકનિંદાને ન ગણકારી, તમે ગયાતા જેલ મહી.
નાગપુરના રણસંગ્રામ માટે, દુઃખ વઠયાં અતિ દીલે;
ધન્ય ધન્ય રવીશંકરભાઈ, તમે દીપાવ્યું મહેમદાવાદ. ૧

રાષ્ટ્રિયધ્વજના રક્ષણ કારણ, દોડી નીકળ્યા રણમેદાન;
[1]ગોપ [2]પ્રભુ [3]મણીને સાથે લીધા, કરવા કાયદાનું સનમાન,
બીજા રત્નો સાથે લઈને, હણવા ભૂ–માતાનું દુઃખ;
ધન્ય ધન્ય રવીશંકરભાઇ, તમે દીપાવ્યું મહેમદાવાદ. ૨

હિંસા ધર્મને અલગ કરવા, હથીઆર ધર્યું તમે ધર્મતણું,
મહેનત મજુરી અસહ્ય કરીને, દુધ દીપાવ્યું માતાનું.
મહેમદાવાદના વીર બાંધવો, ધન્ય ધન્ય તમને ભાઈ,
ધન્ય ધન્ય રવીશંકરભાઈ, તમે દીપાવ્યું મહેમદાવાદ. ૪

તા. ૬–૧–૨૩. ભાદરવા સુદ ૧૨

"મનવન્ત"

---

૧ ગોપાળદાસ. ૨ પ્રભુદાસ. ૩ મણીલાલ.

## ( ૭ )

## ખાદી રહી !

ગાંધીજી ખાદી રહી ?
    મહાત્મા ખાદી રહી ?
વેંતભર ખાદી રહી. ગાંધીજી૦
કોંગ્રેસમાં ગાંધીજી આવે,
રેંટીઓ લેઈ ભગવાન. ગાંધીજી૦
સેજલડી મેં કોંગ્રેસમાં ગઈતી,
જોઈ ખાદીથી થઈ બેભાન. ગાંધીજી૦

તા. ૨–૪–૨૦ "મનવન્ત"

---

## ( ૮ )

## ગાંધીને કાજ.

રંગમાં રંગીયો ખાદી માંડવો–ગાંધીને કાજ
દેશથી તેડયા મેં બહુ માણસો–ગાંધીને કાજ
ભાવથી તેડયા મેં સિંધ બંગાળો–ગાંધીને કાજ
લાલજી પંડીત નેરૂ નોતર્યા–ગાંધીજીને કાજ
ફરલા શ્રીમતી અમ્મા નોતર્યા–ગાંધીજીને કાજ
ગયા દાસ બંગાળથી જેલ મહીરે–ગાંધીજીને કાજ
કસ્તુર બધે ફરે ઉમંગથીરે–ગાંધીને કાજ

તા. ૨૫–૧૧–૨૧ "મનવન્ત"

( ૯ )

સંસાર બાણુ વાગ્યાં હોય તે જાણે,
સુરદાસને વાગ્યાં, સિદ્ધાર્થને વાગ્યાં;
એમ વેદ વચન ઉચ્ચારે-સંસાર.

+રાજર્ષિને વાગ્યાં, *કુંભા પત્નીને વાગ્યાં
ચીતોડ તણા મકાને-સંસાર.

ગોપીચંદને વાગ્યાં, શુકદેવને વાગ્યાં,
હૃદય તણારે ઠેકાણે-સંસાર.

જનકને વાગ્યાં ધ્રુવને વાગ્યાં,
પ્રભુ-લાલ જીભે વખાણે-સંસાર.

તા. ૧-૩-૨૩ "પ્રભુ-લાલ"

---

+ ભર્તૃહરી. * મીરાંબાઇ.

આ પુસ્તક શ્રી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું. ઠે. પાંચકુવા-અમદાવાદ.